૫૧૦૪

શ્રી



सत्यात् नास्ति परो धर्म

# EPITOME
OF
# THEOSOPHICAL TEACHINGS

By WILLIAM Q. JUDGE

*( Vice-President of the Theosophical Society ).*

TRANSLATED
BY
A STUDENT OF THEOSOPHY.

# બ્રહ્મજ્ઞાનસાર.

ભાષાંતર કરતા

એક બ્રહ્મ વિદ્યાર્થી.

"સૂતર આવે તેમ તૂં રહે, જ્યમત્યમ કરીને હરિને લહે
વેષ ટેક છે આડી ગલી, પેઠા તે ન શકે નિકળી"
"આપે આતમ સ્વયં પ્રકાશ, કર્મ, ધર્મનો કાઢી પાશ
અખા એવી સદ્દગુરૂની કળા, સમજે નહીં તો વાધે બલા",
"સર્વે સુખની સીમા જ્ઞાન, જે સકલ તેજનું આપે ભાન
રવીરથ બેઠે જે નર ફરે, તેને તિમિર કેમ આવરે"
"તિલક કરતાં ત્રેપન રહ્યાં, જપમાળાના નાકાં ગયાં
તીરથ ફરિ ફરિ થાંકયા ચર્ણ, તોય ન પોંતા હરિને શર્ણ;
કથા સુણી સુણી ફૂટયા કાન, અખા તોય નાવ્યું બ્રહ્મજ્ઞાન".

અખો.

---

તા૦ ૨૮ સપટેંબર શને ૧૮૯૨.

આશો સુધ ૭ ૧૯૪૮.

---

સુરત, "વિકટોરીયા" પ્રેસમાં મંછારામ ઘેલાભાઇએ છાપ્યું.

કીંમત ૨ આના.

PRICE TWO ANNAS.

# શુદ્ધિપત્રક.

| પાનું | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૨૨ | રહ્યાં, | વહ્યાં, |
| ૫ | ૧ | કાગળની | કળની |
| ૭ | ૬ | ધાતમૂળ કર્મને | પ્રગટી કરણને |
| ૭ | ૮ | મળ | મૂળ |
| ૭ | ૨૪ | પરંબ્રહ્માં | પરંબ્રહ્મ |
| ૮ | ૧૦ | દુાનઆના | દુનિઆના |
| ૮ | ૨૧ | મળ | મૂળ |
| ૧૧ | ૩૪ | સટ્રલ | એસટ્રલ |
| ૧૩ | ૧૫ | શાક્ત; | શક્તિ; |
| ૧૪ | ૧૧ | કવાનો | કરવાનો |
| ૧૭ | ૨૯ | ાનયમો | નિયમો |
| ૧૯ | ૧૦ | એળખી | ઓળખી |
| ૧૯ | ૧૭ | સસારમાં | સંસારમાં |
| ૨૧ | ૧૬ | અથરા | અથવા |
| ૨૧ | ૧૮ | સધી | સુખી |

# બ્રહ્મજ્ઞાનસાર.

## પ્રસ્તાવના.

આ અતી નાની ચોપડીની પ્રસ્તાવના હોવાની જરૂર નથી, છતાં એ આકારમાં બે બોલ લખવાનું કારણ એ છે જે આ બ્રહ્મજ્ઞાનસાર અંગ્રેજી ભાષામાં જે એપીટોમ ઑફ થિઓસોફી અમેરીકાના વિદ્વાન વિલિયમ ક્યુ જડજ સાહેબે શને ૧૮૮૮ના સાલના જુન મહીનામાં લખી હતી તેનું ફક્ત ભાષાંતર છે. કેટલેક ઠેકાણે બરાબર સમજમાં ન આવે એવી બાબતો હોવાને લીધે સાધારણ દાખલાઓ આપી ભાષાંતર કરતાયે પોતાની યથા શકતી પ્રમાણે સમજાવવાને પ્રયત્ન કર્યું છે.

પ્રાચીન કાળમાં ગુજરાતી ભાષામાં બ્રહ્મજ્ઞાનના ઘણાએક પુસ્તકો લખાયાં હશે પણ અર્વાચીન કાળચક્રની સ્થીતી પ્રાચીન કાળચક્રની સ્થિતિથી જુદી હોવાને લીધે લોકોની વૃતિ જેટલી પ્રાચિન કાળમાં બ્રહ્મજ્ઞાનમાં લીન હતી તેનાં કરતાં હાલ ઓછી જોવામાં આવે છે. આ ઉપરથી મહાજ્ઞાની મહાત્મા પુરૂષોએ મસલત કરી એક બ્રહ્મજીજ્ઞાસુ મંડળ ( Theosophical Society ) સને ૧૮૭૫ના વર્ષના નવેંબર મહીનામાં મહાવિદ્વાન મેડમ બ્લાવાટસ્કી તથા કર્નલ ઑલકૉટ સાહેબની દેખરેખ નીચે સ્થાપન કરી હતી. આ વાતને આજે નજદીક સત્તર વર્ષ થવા આવ્યાં તેમાં એ મંડળની બધું મળી આશરે ૩૦૦ સાખાઓ આખી દુનીઆમાં સ્થપાઇ ને તેમાં હજારો સુજ્ઞ ગ્રહસ્થો જગતના તેમજ પોતાના આત્મ કલ્યાણાર્થે લાભ લે છે. આ મંડળની આવી એક શાખા આ શેહેરમાં આશરે સાત વર્ષ થયાં સ્થાપન થઇ છે. એ સાત વર્ષના અનુભવ ઉપરથી એવું માલમ પડયું છે કે અંગ્રેજી ભાષામાં બેસુમાર ગ્રંથો બ્રહ્મવિદ્યાના વિષય ઉપર છપાઈ ચુકયા છે તેમાંના કોઈ પણ ગ્રંથોનું ગુજરાતી ભાષાંતર થયલું જોવામાં આવતું નથી અને તેથી બ્રહ્મવિદ્યાનો અમૂલ્ય ખોરાક જે આપણા ગુર્જર ભાઇઓને મળવો જોઇએ તે મળ્યો નથી. આ હેતુ પુરો પાડવાને અર્થે આ એક નાના પુસ્તકનું ભાષાંતર કરવામાં આવ્યું છે, અને આશા રાખવામાં આવે છે કે આ ઉપરથી આ ભાઇઓનો ભાવ બ્રહ્મવિદ્યા ઉપર પાછો તાજો થયલો જોવામાં આવશે તો બ્રહ્મજ્ઞાન વિષય ઊપર આના કરતાં ઘણાએક અમૂલ્ય ગ્રંથો છપાયલા છે તે સર્વેનું એક પછી એક ભાષાંતર થઇ ગુજરાતી ભાઇઓની સેવામાં ધરવામાં આવશે. કારણ જેમ એક સાગરમાંથી પોતાની ચંચુ વડે પક્ષી એક ટીપું લઇ લે છે તેમ બ્રહ્મજ્ઞાનના મહાસાગરમાંનું એક નાનું ટીપું આ બ્રહ્મજ્ઞાન છે.

આ પુસ્તની કીંમત જુજ રાખવામાં આવી છે, જેથી તેનો લોકોમાં પુષ્કળ ફેલાવો થઇ સંસારીક અને વ્યવહારીક કાર્યોમાં વૃતિ ઘણીજ મજબુત ચોંટી ગઇ છે, તે ઓછી કરીને પોતાના આત્માં જેમાં નિરંતરનું સુખ છે તેનો વિચાર કરવાને પ્રારંભ કરે.

**ભાષાંતર કરતા.**

સુર્યપુર.

**તા૦ ૧૦ સપટેંબર ૧૮૯૨.**

# બ્રહ્મ જ્ઞાન સાર.

થીઓસોફી (બ્રહ્મજ્ઞાન વિદ્યા) અનંત કાળની છે. થીઓસોફી આપણને વ્યષ્ટિ અને સમષ્ટિની રચનાના નિયમો શું છે તે બતાવે છે. આ નિયમોનું જ્ઞાન અસલના માહાઋષિઓ વર્ણવી ગયા છે. એ જ્ઞાન તે લોકોએ મોહેડે અથવા અડસટે નહીં પણ ખરેખર રીતે જે ધોરણથી ચાલવું જોઇએ તે ધોરણથી ચાલીને મેળવી ગયા છે.

**થીઓસોફી** આપણી ભાષામાં **બ્રહ્મજ્ઞાન**ના નામથી ઓળખાય છે. એટલે કે બ્રહ્મ અથવા પરમેશ્વરને ઓળખવાની વિદ્યા. હવે જેમ પરમેશ્વર નિરંતર છે તેમજ તેને વિષેની વિદ્યા પણ નિરંતર હોવી જોઇએ; અને તેથી કરી **થીઓસોફી** એટલે **બ્રહ્મજ્ઞાન**ને કોઈ વખત આપણે **જ્ઞાનધર્મ** અથવા **સનાતન ધર્મ**ને નામે પણ ઓળખીએ છિએ. થીઓસોફીનું સંપૂર્ણ જ્ઞાન ફક્ત મહાઋષિઓ જેને આપણે હાલ મહાત્માઓ કહીએ છિએ તેનેજ હોય છે. કારણ કે એ મહાત્માઓએ માયાનો જે જડ રૂપ પડદો આત્માની વચ્ચે નિરંતર છે, તે પડદો પોતે માયા રહીત થઇને પોતાની આંખ આગળથી કહાડી નાખવાને શક્તિવાન થયા છે. જ્યાંસુધી એક માણસ પોતે માયામાં છે, ત્યાંસુધી માયાવિ પદાર્થો જોઈ શકે છે. અને જેઓ આત્મામાં લીન થઈ જાએ છે તેઓ માયા રહિત થાય છે, અને આત્મા (અથવા બ્રહ્મ) સાથે એક થએલા હોવાને લીધે આ સૃષ્ટિમાં શું શું થાય છે તે બધું જોઈ શકે છે. કારણ તેઓ આત્માનો એક ભાગ છે અને આત્માનો પ્રવેશ સૃષ્ટિની દરેક વસ્તુમાં હોવાને લીધે તે દરેક વસ્તુનું જ્ઞાન ધરાવે છે એ દેખીતું છે.

આ મહાઋષિઓ અથવા મહાત્માઓ અગાઊના વખતમાં ફક્ત પૃથ્વિના પૂર્વ ભાગોમાં રહી ગયા છે એમ નથી. પણ આખી દુનિયામાં રહેતા હતા. પણ હાલની મનુષ્ય જાતને પકવાવસ્થામાં લાવવાને માટે તેઓને હિંદુસ્થાન તરફજ રહેવું પડે છે.

આ મહાત્માઓમાં ચઢતી ઊતરતી પાયેરીઓ છે અને ચઢતી ઉતરતી પાયેરીઓ બ્રહ્મજ્ઞાન તેઓને હોય છે તેના પ્રમાણમાં હોય છે. થીઓસોફીકલ સોસાએટીની સાથે આમાંના કેટલાએક ઘણીજ ઉંચી પાએરીના મહાત્માઓનો સંબંધ છે. છતાં તેઓએ જે પોતાના જ્ઞાનનો પ્રસાદ આ સોસાયટીને આપ્યો છે તેના કરતાં પણ ઉંચુ જ્ઞાન તેઓ ધરાવે છે. કારણ ઉંચી જાતનું જ્ઞાન એકદમ બધાને અપાઈ દેવાતું નથી. જેમ જેમ જ્ઞાન લેનાર વધારે જ્ઞાન લેવાને યોગ્ય થાય છે તેમ તેમજ તેને વધારે જ્ઞાન મળે છે. જો આમ નહીં હોય તો આપણે એક દીવાસળીની પેટી આપીને નાનાં બચ્ચાંને એક બંદુકના દારૂના ઢગલા પાંસે બેસાડયું હોય, અને તે પોતાને અને તેમજ બીજાને પોતાના અજ્ઞાનતાથી જે દારૂ સળગાવી દઈ જેમ હરકતમાં નાંખે છે, તેમજ આ બ્રહ્મજ્ઞાન જે માણસ યોગ્ય થયા નથી તેઓને આપવામાં આવે તો તેજ

પ્રમાણે થાય છે. વળી એમ સમજો કે જેને એકડેએક આવડતો નથી અને તેને ભુમીતી સમજાવવા બેશીએ તો કોઈ દાહાડો પણ સમજે ? નહીં. તેજ પ્રમાણે બ્રહ્મજ્ઞાન વિદ્યાનો મૂળ પાયો આપણે સમજ્યા નથી તો તેઓની પાંસે જે વધારે ઊંચી જાતનું બ્રહ્મજ્ઞાન છે તે તેઓથી ક્યાંથીજ આપી શકાય. કારણ આપણને પોતાને સમજ નહીં પડે અને તે લોકોનો વખત વ્યર્થ જાય. તેથી આપણું કેહેવું એવું થાય છે કે જે બ્રહ્મજ્ઞાનનું સઘળું જવેરાત છે તે **થીઓસોફીકલ સોસાઇટીને** હજી મળ્યું નથી, પણ જ્યારે વખત આવશે અને એ મંડળી પાત્ર થશે ત્યારે તે પણ મળશેજ. વળી આ વિદ્યામાં પદાર્થ અથવા જડના જુદા જુદા નિયમો અને સ્થિતીઓનો પણ સમાસ થયો છે. તેમજ ઊંચી જાતનું ચૈતન્ય અથવા ભાન જે પશ્ચિમ તરફના લોકોએ સ્વપ્નામાં પણ જોયું અથવા સાંભળ્યું નહીં હશે તેનો પણ એ જ્ઞાનમાં સમાસ થયો છે. માટે જેમ જેમ જુના ખોટા બંધાઇ ગયલા વિચારોનો અનુભવે કરી ત્યાગ થાય, અને એ જ્ઞાનના સત્ય વિચારોનું ગ્રહણ થાય ત્યારેજ કકડે કકડે એ બ્રહ્મવિદ્યાનું સંપૂર્ણ જ્ઞાન તેઓ (મહાત્માઓ) આપી શકે. વળી એ મહાજ્ઞાનીઓનું કેહેવું એવું થાય છે કે પશ્ચિમ તરફની કેળવણીમાં તર્ક બાંધવાની જે રીતો છે તે ઊંધી છે અને તેની જડ આજ સેંકડો વર્ષ થઇગિયાં બંધાઇ ગઇ છે; જેથી એક કારણનું જે પરિણામ અથવા ફળ છે તેને તેઓ કારણ જેવુ માની લે છે અને કારણને ફળ માને છે. તેમજ જે સત્ય વસ્તુ છે તેને ખોટી માને છે અને અસત્ય છે તેને સત્ય માને છે. જેનો દાખલો એ છે જે જડવાદી અથવા પદાર્થવાદીઓ છે તે આ અસત્ય શરીરને સત્ય માને છે અને પોતાનો આત્મા જે નિરંતર અને સત્ય છે તેને અસત્ય માને છે અથવા આત્મા જેવી વસ્તુ આ દુનિયામા છેજ નહીં એમ માને છે. વળી બીજો ટુંકો દાખલો એ છે કે મેસ મેરીઝમ અને ક્લેરવોયન્સ જેવી વસ્તુઓ જે અસલથી છે અને કેટલાએક લોકો એથી જાણીતા છે અને જેઓ એ વિશાયોના પ્રયોગ કરી બતાવી એ ચીજોની પ્રગટપણાનો પુરાવો આપે છે છતાં અત્યાર સુધી પશ્ચિમ તરફ એવું માનવામાં આવતું હતું કે મેસ મેરીઝમ અને ક્લેરવોયન્સ છેજ નહીં અને એ સઘળો ઢોંગ છે. હાલ જ્યારે ખાતરી થઈ ત્યારે એ વસ્તુઓ છે એમ અજાયબ થઇ માનવા લાગ્યા.

જે શીદ્ધાંતો ઊપરથી થીઓસોફીનો મૂળ પાયો રચવામાં આવ્યો છે તેમાંના કેટલાંએક સીદ્ધાંતો નીચે બતાવ્યા મુજબના છે.

ફક્ત સ્પીરીટ અથવા જેને આપણે આત્મા કહીએ છીએ તેજ માણસમાં અમર છે. બાકીના સઘળા ભાગો કે જે જુદાં જુદાં તત્વોના મળીને બનેલા છે (જેવું કે શરીર) તે ક્ષણભંગુર છે, કારણ સઘળી ચીજો આ સૃષ્ટિમાં જે તત્વો ભેગા થયાથી બની છે તેનો સૃષ્ટિના નિયમ પ્રમાણે ક્ષય થવોજ જોઇએ. તો આ શરીર પોતે જે કે જુદાં જુદાં તત્વોના ભેગા થવાથીજ બન્યું છે તેનો પણ એજ નીયમથી ક્ષય થાય છે. અને જે ચીજનો ક્ષય થયો તે ક્ષણભંગુરજ હોવી જોઇએ. માટે શરીર પણ ક્ષણભંગુર છે.

એથી વધુ એ છે કે સૃષ્ટિ અથવા બ્રહ્માંડ વિવિધ નથી, પણ એકજ પ્રકારનું છે અને તેની અંદર દરેક વસ્તુ છે તે આખી સૃષ્ટિ તેમજ એકમેકની સાથે જોડાયલી છે. અને તેની ગોઠવણ એવી રીતની છે કે જે અહીંઆં આપણે શું કરીએ છીએ તે સઘળું સૃષ્ટિની ઊંચી ગતીમાં દેખાય છે. આથી કરીને આખા બ્રહ્માંડમાં સમભાવ પસરીને સઘળું નહીં જુદું પડે એવી રીતે એકમેકની સાથે જોડાયલું છે.

આ સૃષ્ટિના એકત્ર આખાપણાને પશ્ચિમ તરફના ફીલસુફો ઇશ્વર તરીકે અને પુર્વ તરફના વેદાંતિઓ પરબ્રહ્મ તરીકે ઓળખે છે. પરમેશ્વર અથવા પરબ્રહ્મ સૃષ્ટિનું અને તેને વ્યક્ત અવસ્થામાં ચાલવાને માટે નિયમ સહીતનું મૂળ છે એમ કહીએ તો ચાલે. વળી થીઓસોફી શીખવે છે કે આત્મજ્ઞાન આધારે જુઓ તો દુનિઆ એ કોઇ પેદા કરતું નથી પણ દુનિઆઓ પોતાની મેળે પ્રગટ થાય છે તે શ્રેણીને લીધે અથવા ધાતમૂળ કર્મને લીધે છે. જ્યારે સૃષ્ટિનો અવ્યક્ત અવસ્થામાંથી (Unmanifested condition) વ્યક્ત (manifested) અવસ્થામાં આવવાનો વખત થાય છે ત્યારે તેમાંથી એક જાતની ક્રિયાશક્તિ અથવા આકર્ષણ શક્તિ નીકળે છે, જેને મૂળ કારણ કહે છે. અને એમ કહેવાનું કારણ એ છે જે એ મળ કારણ મૂળ રહીત છે. આ મૂળ કારણને (અથવા પ્રધાનને) બ્રહ્મ, હોરમઝદ, ઇશ્વર વગેરે નામો આપવામાં આવ્યાં છે. હવે બ્રહ્મની ક્રીયાશક્તિ અથવા એક સ્વાસ બહાર નીકલે છે, ત્યાં સુધી વ્યક્ત અવસ્થા અથવા મંનવંત્ર કહેવાય છે. અને એ ક્રિયા શક્તિ અથવા સ્વાસોસ્વાસનું જોર નમી જઇને પાછું અંદર ખેંચાઇ લેવાય છે, ત્યારે પ્રલય કહેવાય છે. કારણ પ્રલય થાય છે ત્યારે બ્રહ્મ શિવાય કશું રહેતું નથી. હવે હમેશ એટલુ યાદ રાખવું જોઇએ કે જાગ્રત અવસ્થામાં આવેલી સૃષ્ટિને બ્રહ્મા, અને જેમાંથી બ્રહ્મા ઊતપન્ન થાય છે તે બ્રહ્મ. આવાં મનવંત્રો અને પ્રલય અનંત કાળથી નિયમીત થતાં આવ્યાં છે, અને અત્યાર પછી પણ નિયમ પ્રમાણે થયાજ કરશે.

મંનવંત્ર થવાને માટે બે નિરંતર નિયમો ઠેરવી રાખવામાં આવેલા છે અને તે પુરૂષ અને પ્રકૃતી છે. (અથવા તો આત્મા અને જડ છે) કારણ આત્મા અને જડ દરેક મનવંત્રમાં કાયમ સાથે રહે છે. મનવંત્ર થયું કે, આત્મા વિના જડ નહીં અને જડ વિના આત્મા નહીં. પુરૂષ તે આત્મા, અને પ્રકૃતી તે જડ. પણ આ પુરૂષ તે જે અવ્યક્ત અવસ્થા હોય છે તે પુરૂષ નહીં. અથવા જે આપણે જડ જોઇએ છેએ તે જડ નહીં. એ પુરૂષ કરતાં પણ શ્રેષ્ટ પુરૂષ છે, જે પુરૂશોત્તમ કહેવાય છે. કારણ જ્યારે પ્રલય અથવા તો બ્રહ્માની રાત થાય છે ત્યારે પુરૂષ અને પ્રકૃતી એ બંને પરબ્રહ્માં જે અવ્યક્ત અવસ્થામાં છે તેમાં સમાઇ જાય છે.

આ સઘળું આપણને સાર્વત્રિક જગતની શ્રેણીનું જે વર્ણન બ્રહ્મજ્ઞાની ઋષિઓ કરી ગયેલા છે તેના વિચાર ઊપર આવવાને સુચવે છે.

તેઓનું કહેવું એવું છે કે પુરૂષ (અથવા Spirit) જેમ જેમ જુદી જાતની પ્રકૃતી,—ઊંચી તરહેની સૂક્ષ્મ દુનિઆને લગતી તેમજ ઘણીજ હલકી આ જડ દુનિઆનાં સંબંધમાંની—ઊભજ્ર થતી જાય છે, તેમ તેમ બ્રહ્મમાંથી નિકળે છે. એટલે પુરૂષ અને પ્રકૃતીનું નિકળવું એકજ વખતે થાય છે. અને આ ઘણીજ હલકી જાતની જડ પ્રકૃતી હાલની અથવા અર્વાચીન વિદ્યા પ્રમાણે જોતાં કોઇના ઓળખાણમાં પણ નથી. આ ઊપરથી માલમ પડશે કે ખનીજ, વનસ્પતિ, અને પ્રાણીની પ્રકૃતીઓમાં પુરૂષ રજ અથવા અવિવિધ પુરૂષનો એક ભાગ રહેલો છે. આ પુરૂષરજ અથવા આત્મીક રજ એક તેજના ગોળામાંથી નિકળેલી છે. જે તેજના ગોળાને આપણે તે રજના પીતાની ઊપમા આપી શકીએ તેમાં તે પાછી મળવાને હમેશ યત્ન કર્યા કરે છે અથવા જો ફેરવીને બીજા શબ્દોમાં કહીએ તો પોતે સ્વચૈતન્યમાં આવે તેને માટે યત્ન કરે છે. અને સ્વચૈતન્ય પૃથ્વી ઊપર ઊંચી જાતની પ્રકૃતિ એટલે માનસીક પ્રકૃતિમાં આવ્યા શીવાય થતું નથી. તેથી પુરૂષ રજને સ્વચૈતન્ય થવાને માટે માણસ ગતી લેવી પડે છે.

અને તેથી માનસીક પ્રકૃતી પણ ઊંચી જાતનીજ હોય છે. કારણ જે પ્રકૃતી હલકી તેમ સ્વચૈતન્ય થોડું, અને જેમ સ્વચૈતન્ય વધારે તેમ પ્રકૃતી ઊંચી, એ દેખીતું છે. આ પ્રમાણે આ પુરૂષ રજ અથવા ઇશ્વર રજ ખનીજ વનસ્પતી અને પ્રાણીઓમાં કેદ છે એમ કહીએ તો ચાલે. તેને સ્વચૈતન્ય થવાને માટે આપણી ગણત્રી પ્રમાણે લાખો વરસો જોઇએ છિએ. આથી દરેક પુરૂષ રજની આ કામ પુરૂ કરતાં કરતાં લાખો વરષની ઊમર થઇ જાય છે. પણ આ ઊપરથી એવું નહીં માનવું કે માનસીક અવતારમાં રજેશ્વર અથવા ઇશ્વરજ આવ્યો કે તેને સ્વચૈતન થાય છે. આ મોટું કામ વખતે એક મંનવંત્રમાં થાય કે નહીં પણ થાય, કારણ સ્વચૈતન્ય થવું કે નહીં તે સઘળું ઇચ્છા અને યત્ન ઊપર આધાર રાખે છે. દરેક ઇશ્વર રજ આવી રીતે સ્વચૈતન્ય થઇ મનવંત્ર પુરૂં કરે છે અથવા તો દુનઆના લાભને માટે અને પોતાની વધારે ઊન્નતી કરવાને વ્યક્ત હાલતમાં આવે છે.

માહાત્માઓ અને ઋષિઓ પોતે આવીજ રીતે ધીમે ધીમે કરતાં માહાત્મા અને ઋષિઓની ગતીમાં એક મનવંત્રમાં આવે છે. અને તે મનવંત્ર પુરૂ થયા પછી જે નવા ગ્રહો થાય છે તેની શ્રેણીના અધીકારીઓ થાય છે. આપણો પૃથ્વીના અધીકારીઓ (planetary Spirits) ગયા મનવંત્રમાં જે માહાત્માઓ થયા હશે તેઓ છે.

દરેક મનવંત્ર એકજ મતલબ અને કામ પાર પાડવાને થાય છે તેથી કરીને હાલના મનવંત્રમાં જેઓ માહાત્માઓ થઈ ચુક્યા છે, અને હવે પછી થશે તે હાલની પૃથ્વીના અથવા બીજા કોઇપણ ગૃહના અધીકારીઓ આવતા મનવંત્રમાં થશે. આ ઉપરથી માલમ પડે છે કે આ નિયમ ઇશ્વરી અસ્તિત્વ (Spiritual being) ના એક સરખાપણા ઊપર રચાએલો છે, તેથી સર્વમય ભ્રાતુભાવ, **થીઓસોફીકલ** સોસૈટીનો મળ પાયો છે, અને એ સર્વમય ભ્રાતુભાવની મનુષ જાતમાં પ્રાપ્તી થવાને માટેજ એ સોસાયટી રચાએલી છે.

માહા જ્ઞાનીઓનું કહેવું એ છે કે આ પુરૂષ તેજ સઘળા વ્યક્ત પદાર્થોનો મુળ પાયો છે. પુરૂષ સામેલ હોયા વીનાની સ્થિતિ છેજ નહીં. પુરૂષ સર્વે ઠેકાણે અને સર્વે ચીજોમાં છેજ, અને જો એ પુરૂષ વીનાની સ્થિતિ નથી અને એ દરેક ચીજમાં છે તો આ સ્થિતિમા દરેક ચીજોમાં એકમેકથી જુદાપણું છેજ નહીં. માટે અહીંઆ તેમજ બીજી દુનિયાઓમાં જે જે બનાવો બને છે અને બનવાના છે તે સઘળાનું ભાન પુરૂષને હોય છે. પુરૂષ માણસથી વેગળો રહી માણસ ઉપર કીરણરૂપી છાયા રાખે છે. માણુસની ફરજ એ છે જે પોતાનું મન અને પોતાની અક્કલને રહેવાના વાસમાંથી સઘળા માયારૂપા વિચારોને કહાડી નાંખી તેની અંદર એવી જાતની જગ્યા કરવી કે જેમાં આ પુરૂષ ( પુરૂષ જેને કે અંગ્રેજીમાં Higher Self કહે છે) તેના કીરણો ઊતરે, જેથી જેવો એ પુરૂષ શાન્તી વાળો નિરસ્વાર્થી સુખી અને સર્વ જ્ઞાની છે તેવીજ રીતનો તે માણસ થાય છે. અને આજ હેતુ સર્વે જ્ઞાની જનોનો રહેવો જોઇએ. આજ કામ સીદ્ધ કરવાને માટે દરેક માણસે માણસ અવતાર લીધો છે. પણ એવી રીતની પ્રાપ્તી ક્યારે થાય ? જ્યારે કે, સ્વાર્થ, વીકારો, અને ત્રષ્ણા તજી દઇ હંમેશ મોક્ષમાં પોતે અને બધાને લઈ જવાને તથા આવી સ્થિતીમાં પોતાને તેમજ બીજાઓને લાવવાને માટે પૂર ઇચ્છા રાખે ત્યારેજ. પણ જ્યાં સુધી પોતાના સ્વાર્થની જરાક પણ રજ રહે છે અથવા તો એમ સમજો કે પોતેજ ઇશ્વરી જ્ઞાન મેળવવાની ઇચ્છા રાખે તો આમાંનું કશું બને નહીં.

આ ઊપર બતાવેલા નિયમોને અનુસરીને માણસ કેળવાય છે તો તે અદ્રશ્ય દુનિઆ ઘણીજ સાફ રીતે જોઇ શકે છે અને જેમ આપણે ખુરસી ટેબલ આ આંખો વડે સાફ જોઇએ છિએ તેજ સાફ રીતે પોતાની અંદરની શક્તી વડે સત્ય શું છે તે જોઈ શકે છે. અથવા બીજી રીતે જો કહીએ તો દુનિઆંમાં શું શું વિચારો ચાલે છે તે તેઓને સાફ માલમ પડે છે અને તેથી તેઓ જે જોય છે તે ખરૂંજ છે એમ માની શકાય છે.

આવી રીતે ઇશ્વરી જ્ઞાનનો અભ્યાસ કરવામાં આવે છે, ત્યારે ઇશ્વરી કાયદા અથવા નિયમોનું જ્ઞાન આવ્યાથી જે ઇશ્વરી ક્રિયાશક્તિઓ આપણા જેવા સાધારણ આદમીઓના નથી જોવામાં આવતી, તથા વશમાં નથી આવતી, તે તેઓ જોઇ શકે છે અને વશમાં રાખી શકે છે અને તેથી કરીને તે ક્રિયાશક્તિઓનો ઊપયોગ કરી શકે છે, અને આ ઊપયોગ થાય છે ત્યારે આપણે તેને ચમત્કાર તરીકે માનીએ છિએ. પણ ખરૂં જોતાં એ કાંઇ ચમત્કાર નથી પણ જે ઇશ્વરી નીયમો અજ્ઞાન લોકો નથી જાણતા તે આ લોકો જાણે છે એમાં વધારે કંઇજ નથી. એક જંગલી આદમીને વરાળ યંત્રની ગાડી ચમત્કાર માલમ પડશે. પણ જે વરાળના સંબંધના નિયમો જાણે છે તેને વરાળથી જે યંત્રો ચાલે છે, તે ચમત્કારો લાગતા નથી. આ શક્તિઓ શું છે અને કેવી રીતની છે તે પતંજાલીની યોગ ફીલસુફીમાં દર્શાવેલી છે.

હવે આપણે આ માહાજ્ઞાની ઋષિઓ શું પધ્ધતી શીખવે છે તે ઊપર આવીએ તો તેમાં આપણને માલમ પડશે કે તેઓ જગદુત્પત્તિ વિદ્યાનું વર્ણન આ પૃથ્વી અને બીજા ગ્રહોનું પ્રાચિન અને ભવિષનું વર્ણન, જીવની ઉત્પત્તી, મુળ તત્વ, ખનીજ, વનસ્પતી, પ્રાણી અને મનુષ્ય ગતીમાંથી કેમ થાય છે તેનું વર્ણન કરી ગયા છે.

દરેક કલ્પના તેઓ ચાર વિભાગ દર્શાવી ગયા છે. દરેક યુગની સ્થિતિ હજારો વર્ષની છે અને દરેક યુગના પોતપોતાના વિષેશ લક્ષણ હોય છે એમ સીદ્ધ કરી ગયા છે. આ કલ્પના વિભાગોનું નામ સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ, અને હાલનો ચાલતો કળીયુગ છે. જે કે પાંચ હજાર વર્ષ ઊપર બેઠો. અને જેનું પેહલુંચ હજારમુ વર્ષ ૧૮૯૭નાં સાલમાં પુરૂં થશે. આ કળી યુગને અંધકાળની ઊમાં આપી છે. પણ આપણે જે રાત જોઇએ છીએ તે અંધારો વખત નહીં. ણ આત્મ વિદ્યારૂપી પ્રકાશ વગરનો કાળ. છતાં એ કાળમાં સઘળાં કાર્યોના ફ્ળની પરીપક્વતા બીજા કાળો કરતાં ઘણી જલદી થાય છે. કારણ ઊત્પત્તીના નિયમ પ્રમાણે સત્યયુગ તરફ પાછા વળવાનો વારો આવ્યો તેથી દુષ્ટતાની ગતીવેગ ઘણી જોશમાં આવી ગઈ છે. આ ઊપરથી માલમ પડે છે કે એક મનુષ્યહીત જાળવનારને ઉન્નતી કરવાનો વિચાર હોય તો તે આ યુગમાં ફક્ત ત્રણ પુનર જન્મમાં કરી શકે અને બીજા યુગમાં એટલીજ ઊન્નતીની પ્રાપ્તી કરવાને ત્રણથી ઘણાજ વધારે પુનર જન્મ લેવા પડે. આ કાળનો વિધા અંધકાર, સંપૂર્ણ નહીં સમજવો, પણ બીજા યુગમાં જે અંધકાર હોય છે તેના કરતાં વધારે; એ કાળમાં લોકોના મનનું વલણ શારીરીક અને સંસારીક સુખ ઊપર વધારે અને ધર્મ તરફ ઓછું કે જેમ થવાથી રોગની અને અપ્રાધોની ઊતપત્તીનો ઘણો વધારો થઈ ગએલો જોવામાં આવે છે.

આપણી પૃથ્વી સાત ગ્રહોની હારમાંનો એક ગ્રહ છે. અને એજ ફક્ત દ્રવ્ય સપાટી* ઉપર છે અને બીજા ગ્રહો જુદી સપાટી ઉપર હોવાને લીધે અદ્રવ્ય છે. અને ચૈતન્ય લેહેર અથવા પ્રાણ લેહેર (Life wave) જે સૌથી ઉંચો ગ્રહ છે ત્યાંથી નીકળી તેની નીચેના ગ્રહ ઉપર આવે છે, અને ત્યાંથી વળી તેનાથી નીચેના સ્હેઠાણપરના ગ્રહ ઊપર આવે છે. અને ત્યાંથી આપણી પૃથ્વી ઊપર આવે છે, અને ત્યાંથી પાછી પૃથ્વીની ઉપર સામી બાજુપર ત્રણ બીજા ગ્રહો છે, ત્યાં-ઊપર ચઢતાં ચઢતાં જાય છે. અને આ પ્રમાણે ફરી ફરીને સાત ફેરા પુરા કરે છે. દરેક ગ્રહ ઉપર આ પ્રાણ અથવા ચૈતન્ય લેહેર સાથે સંબંધ રાખીને, ખનીજ, વનસ્પતી અને પ્રાણીની ઉત્તપત્તી થતી જાય છે અને પછી માનસીક ચૈતન્ય લેહેર તેની ઉપર જઈ માણસની ઉતપત્તી થાય છે. આ ગ્રહોમાંનો ચોથો ગ્રહ આપણી પૃથ્વી છે.

મનુષ્ય જાત એક ગોળા ઉપરથી બીજા ગોળા ઊપર ચક્ર આકારમાં જાય છે અને પુનર જન્મો લેય છે. હવે અદ્રશ્ય ગોળા ઊપર શું થાય છે તે આ મહાઋષિઓને સ્પષ્ટ કરવાની પરવાનગી ન હોવાને લીધે લખી ગયા નથી. આપણને આપણી પૃથ્વીના સંબંધમાં શું થાય છે તેજ જાણવાનું છે. આ ચોથા ચક્ર આકાર ફેરાનો છેલ્લો ફેરો મનુષ્ય ચૈતની લેહેર આ પૃથ્વી ઊપર ફરી રહ્યો કે માણસની ઉતપત્તી થવા લાગી. અને તેઓ કુળ અથવા નસલો (Races) માં વેંહેંચાઈ ગયાં. અને આ કુળોઉતપત્તીના નિયમ પ્રમાણે જ્યારે વિચાર કરવાની ગતી (Moments of choice) ઉપર આવી પોંહોંચે છે કે અલોપ થઈ જાય છે. અને તેનું બીજું કુળ બંધાય છે. આવાં કુળો ખુદરતમાં દુષ્ટ પરિણામો થાય છે ત્યારે એકમેકથી વેગળાં પડે છે જેવાં કે જ્યાં મોટા મોટા ખંડો ગરક થાય છે. પાણી હોય છે ત્યાં પૃથ્વી અને પૃથ્વી હોય છે ત્યાં પાણી (સહરાનું રણ અને એટલાંટીક મહાસાગર ઘણા સરસ દ્રષ્ટાંતો છે-) જેમ જેમ કુળો પેદા થતાં જાય છે તેમ તેને અનુસરીને એકેકી વધુ ઇંદ્રીની ઊતપત્તી થતી જાય છે જેમકે આપણે પાંચમા કુળની મનુષ્ય જાત કેહવાઈએ તેથી આપણે પાંચ ઇંદ્રી પકવાવસ્થામાં લાવ્યા છૈયે. હવે આપણા પછી છઠું કુળ (છઠ્ઠીરેસ) આવસે તે છ ઇંદ્રી, અને સાતમું કુળ સાતમી ઇંદ્રી અપક્વા અવસ્થામાંથી પકવાવસ્થામાં લાવશે.

વળી આ બુદ્ધીશાળી પુરૂષો વધુ એમ શીખવે છે કે આ દુનિઆના કાર્યો અને લોકો કાળચક્રીક નિયમોને આધીન છે અને એક કાળચક્રમાં જે દરજ્જાનો અને જાતનો જ્ઞાનનો વધારો જોવામાં આવે છે તેવીજ રીતનો વધારો બીજા કાળમાં સરખે થવો મુસકેલ છે. જેમ જેમ કાળ જ્ઞાનની બાબતમાં અંધકારમાં આવતો જાય છે તે વખતે નિયમો તો તેના તેજ રહે છે તે કાંઈ બદલાતા નથી. પણ કાળચક્ર નાહાના થતાં જાય છે. નહાના એટલે કાંઈ લંબાણમાં નાહાના નહીં પણ ઘણા જલદી જલદી ટુંકા ટુંકા વખતમાં પુરાં થઈ જાય છે. આ નિયમો કુળોના જ્ઞાનનો વધારો થવામાં મર્યાદા રાખે છે એટલે કે એક કુળ (અથવા Race) એક વખતમાં આટલુંજ જ્ઞાન મેળવી શકે. એક કાળચક્ર છે જેમાં એક તરફના લોકો ઉતરતી પાએરી ઉપર છે, અને

---

* (સપાટી Plaine) પ્લેન એટલે ચૈતન્યની હાલત (State of conociousness) એટલે કે આપણું (State of couusciousness) એવી સ્થિતિમાં નથી કે જુદા જુદા ગ્રહો ઉપર શું થાય છે તે જોઇ શકીએ. કારણ તે ગ્રહોનું (State of cosciousness) જુદી રીતનું છે.

બીજી તરફના ચઢતી પાએરી ઉપર છે. ત્યાં માહાત્માઓ તેઓના જ્ઞાનનો વધારો કરવા કંઈ મદદ આપી શકતા નથી પણ થોડો વખત થોભવું પડે છે. કારણ આ ચઢવું ઊતરવું કર્મના નિયમ વડે થાય છે એટલે કે જે કર્મના નિયમ તે ખુદરતના નિયમ એટલે તેની વચમાં તેઓથી કેમ આવી શકાય ? જ્યારે તેઓ જાણે છે કે હવે કાળચક્ર બદલાવાનો વખત આવ્યો કે તુરત તેઓ આત્મ જ્ઞાનનો વધારો થવામાં મદદ આપે છે

એક કાળચક્રની શરૂઆતનો અને બીજા કાળચક્રના પુરા થવાના નિયમનું કાંઈ મુકરરપણું નથી કારણ નવા કાળચક્રની શરૂઆત થઈ ચુકી હોય અને જુનો નવાના શરૂ થઈ જવા પછી ઘણે વખતે પુરો થવા આવે તેમાં આ શરૂ થયો કે પેલાએ પુરું થવુંજ જોઇએ એમ કંઈ મુકરર છેજ નહીં. આથી એમ જણાશે કે આ કાળચક્રો એકમેકથી થોડાં ઢંકાઈ (જેમ દહાડો રાતને ઢાંકે છે તેમ) એક બીજાનો છાંયો એકમેક ઉપર નાંખે છે. જેમકે આપણે બે વીંટીઓ અથવા ચક્રો લઇએ અને તેનો થોડો ઘણો ભાગ એકમેક ઉપર પડે એમ મુકીએ તો એક ચક્રનો ફેરાવો બીજા ચક્રના ફેરાવાને કાપતો દેખાશે. (ત્યારે જે જગાએ આ ચક્રો એકમેકને કાપતા જણાય છે ત્યાં જુનુ કાળચક્ર પુરૂ થયું અને નવું શરૂ થયું એમ જાણવું). જ્યારે નવો કાળચક્ર ખીલીને તૈયાર થાય છે એટલે કે તે કાળચક્રમાં વસનારાઓની બુદ્ધીનો ખીલાવો થાય છે, ત્યારેજ જુનું કાળચક્ર પુરૂં થયું અને નવું ખરેખરી રીતે શરૂ થયું એમ કહેવાય.

કાળચક્રમાં બુદ્ધિનો વધારો ઘટાડો નીચે મુજબ થાય છે. જ્યારે કાળચક્ર ચઢતી દશામાં હોય છે ત્યારે સુર્ય મંડળના બીજા ગોળાઓ જેનાં કાળચક્રની ઊતરતી દશા હોય છે ત્યાંથી માહા જ્ઞાનીઓ આપણી પૃથ્વી ઊપર ઉતરી આવી આ ગોળાની ઉપર વસનારા લોકોના આત્મજ્ઞાનની ઉન્નતી થવામાં મદદ આપે છે. અને તેમજ આ ગોળાના કાળચક્રની ઉતરતી દશા આવે છે ત્યારે અહીંથી જઇ બીજા જે ગોળાઓના કાળચક્ર ચઢતી દશામાં હોય છે ત્યાંના રહેવાશીઓના જ્ઞાનમાં ઉન્નતી થવામાં મદદ આપે છે. આ માહાજ્ઞાનીઓ તે આપણી પૃથ્વીના માહાત્માઓ છે એમ નહીં સમજવા, પણ તે જુદાજ જ્ઞાનીઓ હોય છે. માટે દરેક થીઓસોફીસ્ટનો ખરેખરો હેતુ અને ફરજ એવી રીતની જીંદગી ગુજારવાની હોવી જોઇએ કે જેથી અંધકાર દુર થઈ જ્ઞાનની ઉન્નતી થાય અને તેને લીધે આ મહાજ્ઞાનીઓ આપણને મદદ કરવાને માટે આપણા સુર્યમંડળના આ ગોળા ઊપર પાછા ફરે.

થીઓસોફી વળી એ પ્રમાણેની શીખવે છે કે એસટ્રલ લાઇટ * અને આકાશ † જેઓ ઇશ્વરના બનેલાં છે તેની પણ સ્થિતિ છે. એ લીંગ આકાશ અથવા એસટ્રલ લાઇટ અને આકાશ એટલે સૂક્ષ્મ આકાશમાં જડ અને આત્માને લગતા સઘળા વિચારો અને કામો બને છે તે નોંધાય છે. એને ચિત્રગુપ્ત અથવા નોંધની ચોપડી કહીએ તો ચાલે.

પણ અહીંઆ આકાશ અને સટ્રલ લાઇટમાં શું તફાવત છે તે દેખાડવો જોઇએ. જેમ અદ્રવ્યમાંથી દ્રવ્ય પેદા થાય છે તેમ આકાશ અદ્રવ્ય છે અને તેનો દ્રવ્ય પદાર્થ

---

* લીંગ આકાશ    † સૂક્ષ્મ આકાશ

એસ્ટ્રલ લાઈટ છે. કારણ આકાશ અનંત જુદું નહીં પડી શકે એવું અને અસ્પર્શ્ય છે અને એ અવ્યક્ત માતુશ્રી છે તેમાંથી વ્યક્ત શબ્દની ઊતપત્તી થઈ છે. અને આ એસસ્ટ્રલ લાઇટ જડ છે, પણ આત્મીક નથી. સૃષ્ટી• શરીરનો ઊંચામાં ઊંચું દૈવત જેમ આકાશ છે તેમ એસ્ટ્રલ હલકામાં હલકું દૈવત છે. એ લીંગ આકાશની અંદર સઘળી જાતના આકારો પડી રહે છે એટલે કે જે વાણી અથવા વિચાર ઉમજ્ઞ કરીએ છીએ તે સઘળાનો આકાર અથવા ચીત્ર તેમાં પડી રહે છે. આ ચીત્રોને બે જાતના જીવ રહે છે એમ કહેવાય છે. એક તો ચીત્રની પોતાની સજીવનતા અને બીજી એસ્ટ્રલ લાઇટના ગર્ભાશયમાં જે આ વિચારોની છાપ પડે છે તેની સજીવનતા. (એટલે એમ સમજો કે આપણે એક લાકડાંની છાપ લૈએ તેમાં છાપની પોતાની સજીવનતા અને દીવાલ અથવા કપડાં ઊપર તે છાપથી છાપ પડશે તેની સજીવનતા.)

આ એસ્ટ્રલ લાઇટના ઊંચા સ્થાનમાં જેમ આપણે સમજીએ છીએ તેમ વખત કે વખતનું માપ જેવું છેજ નહીં. સઘળી બીના જે ભવિષ્યમાં બનવાની છે તે માણુસના વિચારો અને કાર્યો છે. અને આ વિચારો અને કર્મો જે બીનાઓ બનવાની છે તેનું ચિત્ર પાડી રાખે છે. સાધારણ આદમીઓ વગર. વિચારે અને ઘાતકી રીતે હમેશાં આ બનનારી બીનાઓને અમલમાં આણે છે પણ માહાત્માઓ ડહાપણ વાલા પુરૂષો અને જ્ઞાનીઓ ઇશ્વરી નિયમને અનુસરતા વિચારોનાંજ ચીત્ર એસ્ટ્રલ લાઇટમાં ફેંકે છે. કારણ વગર કામના વિચારોને તેઓ વશ કરી શકે છે. એસ્ટ્રલ લાઇટમાં વળી જે અવાજો નીકળે છે તે પણ ઝીલાઈ રહે છે. ભૈતીક તત્વોનું એમાં ચલણ છે. ગુજરી ગએલા આદમીઓ અને પ્રાણીઓની છાયાં પણ એમાં રહેલી છે. અને તેથી કરીને કોઇ પણ અથવા તન્માયાવસ્થામાં પડેલો આદમી જે પણ કંઇ થઇ ગયલું હોય છે અથવા કોઇ કહી ગએલુ હોય છે અથવા કરી ગએલુ હોય છે તે સઘળું જોઇ શકે છે. અને આ ઉપથી સાફ દેખાશે કે જે મરી ગએલું આદમી હોય છે તેની છાયાં અથવા તેના બોલેલા શબ્દો અને કરેલાં કામોની તેમાં છાંયા પડી રહેલી હોય છે, તેને માફક આવે એવી લોહચુંબીક વીજળીની જગ્યા ઉપર પાછી છાંયાં પાડવામાં આવે તો જાણે જે માણસ મરી ગયું હતું તેનોજ ભુત આવી બોલે છે, અને તેમાંથીજ તેના શબ્દો અને કાર્યો નિકળે છે એમ નહી શમજવું. (સમજોકે એક માણસ ઘણું સારૂં ગાતો હતો અને તે મરી ગયો હવે ગાયનની છાંયા તથા તે માણસની છાંયા લીંગ આકાશમાં પડી રહી છે અને જ્યારે તેજ છાંયાને તેનેઅનુસરતી લોહચુંબીક વીજળીવાળી સપાટી ઊપર ઉતારવામાં આવી તો એમ નહીં સમજવું કે તે માણસનું ભુત આવીને ગાય છે. એ તો તેજ છાંયા તે માણસનું જે શરીર હતું તેનું રૂપ વજન અને રંગ વગેરે પેલી લોહચુંબીક વીજલીના જોરથી પકડે છે, અને પેલી ગાયનની છાંયા પણ તેવીજ રીતે ઉતરી કામ લાગે છે, એટલે આપણને ખરેખરૂં તેજ માણસ હતું તેજ ગાય છે એમ માલમ પડે છે પણ એમ ધારવું બીલકુલ ભુલભરેલું છે.) જે કામ લોકીકભુત ખરેખરૂં હોય છે તે તો જુદું.

એસ્ટ્રલ લાઇટ અને ભૌતિક તત્વોએ કરીને વાતાવરણમાંથી જડ તત્વોને એક નક્કર પદાર્થના આકારમાં અથવા પ્રવાહી (એટલે આવીને અલોપ થઈ જાય એવા) આકારમાં નીચે લાવી શકાય છે એનો દાખલો એક (જેવો કે કર્નલ ઓલકોટ પોતાની ડાએરી લીવ્સમાં હાલના જુલાઈ મહીનાના થીઓસોફીસ્ટમાં સીનોર B–જેનુ

પુરૂં નામ આપ્યુ નથી અને જે એક ઇટાલીઅન હતો અને યોગ વિદ્યા જાણતો હતો.) તે ૧૮૭૫ના વરશની વીલાતની પાનખર રૂતુમાં પોતાના યોગ સાધન શકતીથી વરસાદ લાવી શકયો હતો (Read Theosophist July 1892 Page 588) પણ આ ભૌત્તિક તત્વોની મદદ ઘણું મજબૂત એકાગ્રહ ચીત અને તેની સાથે એ ભૌતિક તત્વો વિષેનું સંપૂર્ણ જ્ઞાન, હોય છે ત્યારેજ મળે છે. પણ આ ભૌતિક તત્વ જ્ઞાન શું છે તે કેહવાને રજા નહીં હોવાના સબબથી જડજ સાહેબે આ ઠેકાણે બ્યાન કર્યું નથી.

ભૌતિક તત્વોની દુનિઆ આપણી દુનિઆ સાથે અને થીઓસોફીનું જ્ઞાન શીખવામાં એક અગત્યનો ભાગ લે છે. દરેક માણસ પોતાના વિચારને જન્મ આપે છે કે તે વિચાર જઇને ભૌતિક તત્વ સાથે એકદમ મળે છે અને એક વખત તે વિચાર ભૌતિક તત્વના હાથમાં ગયો કે પછી તે માણસને વશ રેહેતો નથી.

આ ક્રીઆ દરેક ક્ષણે બને છે એ આપણે સેહેલાઇથી જોઇ શકીએ છેએ. માટે દરેક વિચાર એક અસ્તીત્વ છે એટલે કે એક જાતનું હોવાપણું છે અથવા વસ્તુ છે. એ વિચારોનું સજીવનપણું લાંબો વખત ટકી રહે છે કે નહીં તે બે ચીજો ઉપર આધાર રાખે છે. એક તો માણસની ઇચ્છા અને વિચારની મુળ શાકત; એટલે જે શક્તિથી તે પોતાની ઇચ્છા અને વિચાર ઉતપન્ન કરે છે તેની ઉપર અને બીજું કે જે ભૌતિક તત્વની સાથે આ વિચાર મળી જાય છે તેની શક્તિ ઉપર. ભૌતિક તાત્વની શક્તિ જે જાતનું ભૌતિક તત્વ હોય છે તેની ઉપર આધાર રાખે છે. કારણ દરેક ભૌતિક તત્વ એકજ જાતના હોતા નથી. સારી અને નઠારી એ બન્ને જાતના ભૌતિક તત્વો હોય છે. આવી રીતનો બનાવ બને સારા અને ખરાબ વિચારોને સરખી રીતે લાગુ પડે છે અને ઘણું કરીને ખરાબ વિચારોની ઇચ્છા પ્રબલ હોય છે તેથી તેના પરિણામો ઘણી અગત્યતા ધરાવે છે કારણ ભૌતિક તત્વોને કંઇ અંતર્જામી (Conscience) હોતો નથી. અને પોતાનું બંધારણ અને આજ્ઞા વખતે વખત જે વિચારની સાથે એ મળી જાય છે તેના તરફથી લે છે. ભૌતિક તત્વો તો મુળ વિચારના વાહન અથવા ફક્ત સાધન છે. એટલે એ બેમાં વિચાર વધારે અગત્યતા ધરાવે છે.

દરેક માણસને પોતપોતાના ભૌતિક તત્વો હોય છે. અને તે ભૌતિક તત્વો તે માણસની પ્રકૃતી અને વિચારને અનુસરતા હોય છે. એક માણસ વિષે તમે ગુસ્સા ભરેલી રીતે તમારો વિચાર બાંધો અને તેનો દોશ કાઢયા કરો તો તમે શુમાર વગરના ભૌતિક તત્વો જેઓ તમારાં પોતાના છે અને જેને તમેજ તમારા આવા ખરાબ વિચારથી જન્મ આપ્યો છે તેઓને તમારી તરફ ખેંચો છો અને તમારી તરફથીજ આવું આકર્ષણ થાય છે તેથી તમારી ઉપરજ તેઓ આવીને ટુટી પડે છે અને તમારી પોતાનીજ ખરાબી કરે છે. આ ઉપરથી માલમ પડશે કે તમે એક માણસના કાર્યોના કારણો શું છે તે જોયા વગર તેનો તીરસકાર કરો છો અને તેને દોશીત ઠેરાવો છો, તો તેના પોતાના જે જે દોષ હોય છે, ભુલ હોય છે, અને ખામી હોય છે, તેના ભાગીઆ તમે થાઓ છો અને જેમ કહેવત છે તે પ્રમાણે તમારા ખાડા ખોદેલામાં તમે પોતેજ પડો છો અને બીજી કેહવત પ્રમાણે તમારાં કીધેલાં તમને પોતાનેજ એક વખત નહીં પણ સાત વખત વાગે છે અને તમારા શ્રાપ દીધેલા તમને પોતાનેજ નડે છે.

આ કળીયુગમાં આપણા બાપદાદાઓ જે જે સંસારીક કાર્યો વિચારો વીગેરે કરી ગયા તેની બેસુમાર છાંયા અથવા ચીત્ર લીંગ આકાશ (astral light) માં પડી રેહેલી હોવાના સબબથી આપણે ગોયા ભોળવાઈ ગયા છીએ. આ છાંયા અથવા ચીત્રના છાંટા જેનું ભાન આપણા અંતર આત્મા (Inner man) ને હોય છે તેને પણ અસર કરે છે. જે છાયાંઓ લીંગ આકાશમાં સત્ય યુગના વખતમાં પડી હોય તે તો સત્યજ હોય. તેનું કારણ એ છે કે સત્યયુગમાં જે બને છે તે બધું સત્યજ હોય એટલે તેનીજ છાંયા પડે. આ છાંયાની પોતાની અસર જ્યાં સુધી આવી છાંયા આપણે લીંગ આકાશમાં પાડયા કરીએ છીએ ત્યાં સુધી આપણને કર્યા કરે છે અને તેથી કરીને એજ લીંગ આકાશ આપણા કૃત્યોનો ન્યાયાધીશ થાય છે અને તેમજ ન્યાયને અમલમાં આણનાર થઈ પડે છે. સૃષ્ટીના દરેક નિયમોમાં ઇનસાફ તેમજ તેને જો તોડવામાં આવે તો તેની શિક્ષા કવાનો અમલ લીંગ આકાશના પોતાના હાથમાંજ રહેલો છે. અને પોતાનો હુકમ વાજબી છે કે નહીં તે જોવાને અથવા તેને અમલમાં આણવાને કાંઇ વધારે સત્તા જોઇતી નથી.

લીંગ આકાશ પોતામાં સ્વભાવીક ગુણ હોવાને લીધે છાંયા ઉતપન્ન કરે છે અને તેઓનો નાશ પણ કરે છે. એ સૃષ્ટીની નોંધની ચોપડી છે. એનું મુખ્ય કામ એ છે કે એ કર્મના નિયમોના ચલાણને માટે સાધન છે, અને ઊંડાણ માનસીક બુદ્ધીએ જોઇએ તો માણસ અને તેના આત્મા વચ્ચેનું સાધન અથવા મધ્ય સ્થળ છે.

**થીઓસોફી** વળી માણસ જાતનું મૂળ, તવારીખ, પરીપકવતા અને સ્વધર્મ વિશે શીખવે છે. એટલે માણસ જાત પોતે શું છે, કયાંથી ઊપજ થઇ છે અને પાછી કયાં જવાની છે તે વિશેનું વિવેચન કરે છે. માણસ વીષે થીઓસોફી નિચે મુજબ શિખવે છે:—

(૧) દરેક પુરૂષ રજ એકજ આત્માનું વ્યક્તપણું છે અને તેથી આત્મા જેનો સઘળી વસ્તુમાં પ્રવેશ છે તેનો એક ભાગ છે. એ પુરૂષ રજ દરેક જાતના જન્મ લેય છે તેથી સઘળી જાતના અનુભવો મેળવે છે અને આખરે ઇશ્વર સાથે મળી જવાને નિર્માણ થઇ છે.

(૨) બીજુ. આ જન્મ જે ઇશ્વર રજને લેવો પડે છે તે એક વખત નહીં પણ ઘણી વખત લેવો પડે છે. અને તેથી આ ગ્રહ અને બીજા ગ્રહોની ઊપર દરેક જાતના કુલોમાં જન્મ લેવો પડે છે અને આવી રીતે દરેક જન્મનો અનુભવ મળે છે તેથી એ ઇશ્વર રજ સંપૂર્ણ સ્થિતિમા આવે છે.

(૩) ત્રીજું. બે જન્મની વચ્ચેના વખતમાં ઇશ્વર રજ પોતાનો સંબંધ જડ તત્વોની સાથે હોય છે તેમાંથી છુટા થઇને આરામ અને સુખ ભોગવે છે જેને દેવલોક કહે છે. અને આ દેવલોકીક સુખની ભોગવણી કરવાના દરમ્યાનમાં પોતે પાછી આ માટીની દેહ લેવાને તૈયારી કરે છે.

માણસનું બંધારણ સાત પ્રકારના વિભાગનું થએલું છે. તેમાં મુખ્ય વિભાગો, શરીર, આત્મા, બુદ્ધી અને આત્માના છે. આ વિભાગો અને તેઓની પકવાવસ્થા આ શરીરના મોત પછીની સૂક્ષ્મ અવસ્થા ઉપર અધિકાર ભોગવે છે. ખરેખરા વિભાગો શું છે તે સર્વેથી સમજી શકાતા નથી. અને થોડો વખત મુદ્દા

પણામાં રહેવાજ જોઇએ. કારણ એ સમજવાને માણસની સંપુર્ણ ઇંદ્રીઓ જે સઘળામાં પક્વાવસ્થામાં નથી આવી, તેને ખીલવીને એટલે પક્વાવસ્થામાં લાવીને તેની મદદ લેવાની જરૂર છે. જે હાલના સાત તત્વભાગો * થીઓસોફી વિશે લખનારાઓએ બતાવ્યા છે તે ખરાજ છે એમ માનીને તેને વળગી રહીએ તો તે ભુલ ભરેલું છે એમ કેહવાય, સાતમો તત્વભાગ આત્મા છે એમ તેઓ બતાવે છે તે ખોટું છે. કારણ આત્માની અંદર બધાં તત્વભાગોનો સમાસ થાય છે એટલે આત્મા એ બધાં છએ તત્વોમાં છે અને આત્મા સઘળાં તત્વોનું સંયોજન અથવા એકીકરણ છે તેથી એ જુદું તત્વ છે એમ કેમ કહેવાય ? હાલના સાત વિભાગો કામ ચલાઊ સિધ્ધાંતાશ્રય (Hypothesis) ને માટે ઠીક છે અને જેમ જેમ અભ્યાસીઓ ઊંડાણ ઊતરીને પોતે અભ્યાસ કર્યા જશે તેમ તેમ તેઓ પોતેજ પરીપક્વ થઇને એ ભૂલ સુધારી લેવાને સામર્થવાન થશે.

આપણે ઉપર કહી તે દેવલોકીક હાલત નિરંતર છે એમ સમજવું નહીં. તેમજ નર્ક અવસ્થા નિરંતર છે એમ પણ સમજવું નહીં અને અવિચ્ચી અને નર્ક પણ એકજ છે એમ સમજવું નહીં. સઘળી દુખદાયક સ્થિતીઓ ક્ષણભંગુર છે અને શુધ્ધી કરનારી છે.

દરેક નવા જન્મની પ્રકૃતી આગલા જન્મોની કર્ણી, કાર્યો, વિચારો ઉપર આધાર રાખીને બંધાય છે; અને આ નિયમ ઘણોજ દ્રઢ અને સંપૂર્ણ રીતે વાજબી છે.

કર્મ આ શબ્દમાં બે અર્થો સમાએલા છે એક તો નિતી સબંધી કાર્યનું ઊત્પાદન કરવાનો નિયમ એટલે કે જે કેહવત છે કે, "કર્ણી તેવી પાર ઊતર્ણી" તે અર્થ છે. અને બીજું એ કે નશીબ. આપણે વારંવાર જ્યારે દુ:ખ કે સુખ આવે છે ત્યારે કહીએ છીએ કે, ભાઈ મારૂં નશીબ ! આ કામ મારે કર્મે થયું ત્યાં હું શું કરૂં ! આ ઉપરથી માલમ પડશે કે આ શબ્દ કોઇ વખત નશીબના અર્થમાં વપરાય છે. અને બીજી વખત આપણી કર્ણીના નિયમ અર્થે વપરાય છે. જો આપણે આગલા અવતારોમાં સારાં કામ કર્યાં હશે તો આ અવતારમાં ખુશી ભરેલી હાલત રહે છે, અને જો ખરાબ કર્મો કરવામાં આવ્યાં હશે તો દુ:ખદાયક સ્થિતીમાં દાહાડા ગુજારવા પડે છે. આજ નિયમ આપણા હવે પછીના અવતારનેબી લાગુ પડે છે. માટે સર્વે જનોની ફરજ એ છે જે આ અવતારમાં પોતે સારાં કામ કરે જેથી કરી આવતી જીંદગી દુ:ખદાયક સ્થિતીમાં ગુજારવી નહીં પડે.

સઘળાં કર્મોની ભોગવણી એકજ જીંદગીમાં પુરી થઇ જતી નથી. તેમજ જે કર્મોની ભોગવણી આ જન્મમાં થાય છે, તે ફક્ત આ જન્મની આગળના જન્મોના કર્મોની ભોગવણીથાય છે એમ નહીં સમજવું. કારણ કેટલાએક કર્મોની ભોગવણી બે ત્રણ ચાર જન્મ સુધી થતી નથી અને ચોક્કસ કારણસર છઠ્ઠા, સાતમા અથવા તેની પછીના જન્મોમાંબી થાય. આ પ્રમાણે થવાનું મુખ્ય કારણ એ છે જે

---

* ૧ સ્થુળ ૨ પ્રાણ ૩ લીંગ શરીર ૪ કામ રૂપ ૫ મન (ક) પ્રાણીઓને લગતું (ખ) માનસીક ૬ બુદ્ધી ૭ આત્મા

જીવાત્મા(Ego) ને એવાં કર્મોને પ્રારબ્ધમાં લાવવાને અને તેની ભોગવણી કરવાને જેવું જોઇએ તેવું શરીર કેટલાએક વખત સુધી ગ્રહણ થતું નથી. અને જયારે એક પરીપક્વ થવા લાએક અને તેની ભોગવણી થવા લાયકનું શરીર બંધાય છે તથા વખત આવે છે ત્યારેજ તેની ભોગવણી થાય છે. એમ સમજો કે એક ચોક્કસ માણસે એક બીજા આદમીનું દેવું કર્યું, અને દેવું અદા કર્યા અગાઉ મરી ગયો. હવે એ બંને જણની કર્ણી એકજ જાતની નથી. એકમાં દુસ્ટતાનો વધારે ભાગ હોવાથી ખુદરતી નિયમ પ્રમાણે તેને પાછા અહીંઆ જલદી અવતાર લેવો પડે છે. બીજો ઘણોજ સદગુણી છે અને તેથી કરીતે દેવલોકીક સ્થિતી પેલાના કરતાં ઘણો લાંબો વખત સુધી ભોગવે છે. આનુ પરીણામ એ નીપજે છે કે એ બંને જણ એકજ વખતે અહીંઆં પાછા આવતા નથી એટલે દેવું કરનાર તરત બીજો જન્મ લે છે તો ધીરનાર તે જન્મમાં હોતો નથી અથવા ધીરનાર જો હોય છે તો દેવું કરનાર હોતો નથી. હવે કર્મનો નિયમ એ છે જે જેણે દેવું કર્યું હોય તેણે જ દેવું અદા કરવાનું ફળ ભોગવવું જોઇએ અને એજ નિયમ ધીરનારનેબી લાગુ પડે છે. ત્યારે કર્મના સંયોગથી એક બે નહીં પણ આઠમે દશમે અથવા પચ્ચીસમે કે સોમે જન્મે એ બંન્ને જણા એકજ વખતનાં દરમ્યાનમાં જન્મ લે છે, ત્યારેજ પેલાં લેણ દેણના કર્મની ભોગવણી એક મેકને થાય છે. ત્યાં સુધી એ બનવું અશક્ય છે. આ ઉપરથી એવું અનુમાન થાય છે કે માણસના એક જન્મના જે વિચારો હોય છે તેના અંદર એવી એક ગહન અને ન સમજાય એવી શકતી છે કે જે પોતાનું ફળ, તરતના બીજા જન્મમાં અથવા તો તેની પછીના ગમે તે જન્મમાં જેમાં એ ફળની પરીપક્વતા થઇને ભોગવણી થવાનું સાધન હોય છે તેમાં બેશક સંપાદન કરે છે. વળી કર્મ જે જીવાત્માને ફળ આપે છે ત્યારે તેમાં બે જાતની શકતી રહી, છે એક તો તે ફળ આત્મા ઉપર કોઇ વખતે સત્તા ધરાવે છે. અને કોઇ વખત તે ફળ આડકતરી રીતે તેની ઉપર અસર કરે છે. વળી એવું પણ નથી કે જેવી રીતે કર્મ થયું હોય તેની તેવીજ રીતે ભોગવણી થાય છે. દ્રષ્ટાંત તરીકે સમજો કે હું તમારી એક ચીજ આ જન્મમાં વાપરવા લઇને ખાઈ ગયો તો બીજા જન્મમાં જેની મેં ચીજ લીધેલી હોય છે તે મારી પાસેથી તેવીજ ચીજ વાપરવા લઇને ખાઇ જાય છે એમ નથી, પણ વખતે એમ થાય છે કે આપણે બંન્ને જણે એક ચીજનું એકમેકની સાથે ખરીદ વેચાણ કીધું તો તેની અંદર મેં તમારી પાસેથી ગેરવાજબી રીતે જે ચીજ લીધી હતી તેની કીમત તમુને મારી પાસેથી નફાના આકારમાં મળે. આવી રીતના ઘણા દાખલ આપી શકાય છે. આપણે સાધારણ રીતે એક વકીલ અથવા ડાકટરને માટે કહીએ છએ કે ભાઈ એ તો એનું એટલું લેણું હશે તે લઈ ગયો. અથવા તો એક વેપાર કીધો અને તેમાં ખોટ ગઇ તે ખોટનો લાભ જેને મળે છે તેને માટે કહીએ છેએ કે એ પુર્વે જન્મનો માગનાર હશે તેથી તેને ભાગે ગયું. વળી એકદમ પાંચ પચ્ચીશ કર્મોની ભોગવણી સામટી થવાનો વખત એકજ આવી જાય છે તેથી દરેક જાતના કર્મની અસર જુદી જુદી થવાને બદલે એ સઘળી અસરોનું એક ફળ બંધાઇ જઇને સામટી ભોગવણી થાય છે. એટલે કે દરેક જાતના ફળનું જુદું જુદું સ્વરૂપ હોય છે તે બદલાઇ જઇને તે સઘળાં જુદા એકજ આકારમાં પોતાની અસર બતાવે છે.

આપણી ઉત્પતી મુળ ધાતુથી તે આત્મા સંયોગ થાય છે ત્યાંસુધી (એટલે કે આપણી ઉત્પતી ખનીજપદાર્થ, પછી વનસ્પતી, પછી પ્રાણી પછી માણસ અને માનસીક પ્રકૃ-

તી પ્રાપ્ત થાય છે ત્યાંસુધી) આપણે ક્રિયામાં અને ઉપયોગીપણામાં શ્રેષ્ટ, અને શ્રેષ્ટજ થતા ચાલ્યા જઇએ છીએ. દાખલા તરીખે કે, જે ઈશ્વરજો * ખનીજપદાર્થમાંથી તે અત્યાર સુધી ઘણુંજ ઊંચી ગતીમાં આવીને માનસીક ગતી પામી છે અને અજુર સુધી માંશરૂપી શરીરમાં છે તેઓ, મહા જ્ઞાનીઓ રૂષીઓ અને મહાત્માઓ છે. હવે તે લોકો આવા મહાન પુરૂષ થયા છે તેથી તેઓનું મોહોટું કામ અને મોહોટું ઉપયોગી પણું એ છે કે તે લોક આ દુઃનઆના હંમેશના રક્ષકો (રક્ષણ કરનારાઓ) છે અને જ્યારે કાળચક્રીક નિયમો (Cyclic laws)થી કરીને અનુકુળ વખત આવે છે ત્યારે તેઓ આપણને આત્મીક અથવા માનસીક જ્ઞાન અને તેનેથી ઉત્પન્ન થતી જે શુભ અસરનો પ્રસાદ તથા લાભ છે તે આપવાને ચુકતા નથી. એ બે તેઓના મોટાં કામ છે.

જ્યારે આત્મજ્ઞાન થઇને આપણને આત્મા સાથે યોગ સંપાદન થાય છે ત્યારે આપણે જે જે જન્મો લીધા હતા તે વખતના બધા બનાવો તથા અનુભવોનું જ્ઞાન આવે છે.

માનસીક (Spiritual) પકવાવસ્થાની ક્રિયા વિષે, થીઓસોફી નિચે મુજબ શિખવે છે :—

(૧) માણસની સ્વભાવીક પ્રકૃતીમાં ઊંચાંમાંઊંચું માનસીક તત્વ જે ગુપ્ત અવસ્થામાં છે તેને ઉંચામાંઉંચા દરજાની પકવાવસ્થામાં લાવવાની ક્રિયા.

(૨) આ ક્રિયા નિચે બતાવેલા ચાર પ્રયોગથી હાંસલ થાય છે :—

(ક) પોતે કોણ છે તે ભુલી જઈ નિશકામવૃતીથી સઘળા માણસોનું ભલું કરવું.

(ખ) મનથી કરીને માનસીક અંતર આત્માને ઇશ્વર સાથે યોગ કરાવવાને હંમેશા અભ્યાસ કર્યા કરવો; આવો માહાવરો રાખવાને પાતાંજલીએ જે રીત બતાવી છે તે વાસ્તવીક છે.

(ગ) માણસના પાંચ વિકારો જે માણસના પાંચ શત્રુઓ છે તેને તથા સઘળી જાતની કામના અને ત્રષ્ણાને વશ રાખીને સઘળાં શુભ કાર્યો ઇશ્વરને અર્પણ કરવાનો નિયમ રાખવો.

(ઘ) જે જે આપણી ફરજો છે તે સઘળી ફળની આશા રાખ્યા શિવાય બજાવવી અને ફળની સારી પ્રાપ્તી થાય કે નહીં થાય તે ઇશ્વરી નિયમ ઉપર સોંપવું.

(૩) આ નિયમો તો સઘળા ધર્મયુસ્ત આદમીઓને પણ પાળવાની ફરજ છે. અને તેથી કરીને ફકત એટલુંજ કરવું, એ બશ નથી પણ જે માણસ આત્મજ્ઞાનની વધારે પ્રાપ્તી કરવા ચાહે છે તેણે તો એથી વધારે એ કરવાનું છે કે શરીરને લગતી, બુદ્ધીને લગતી અને આત્માને લગતી ચોકસ કેળવણી લેવી જોઇએ કે જેથી કરી પોતાની અંતરશક્તી જે ન-

---

* અથવા ઇશ્વર અંઉંશ.

કામી પડી રહી છે તે પેહેલી જાગ્રત અવસ્થામાં આવી પકવાવસ્થામાં આવે.

(૪) આ ક્રિઆનો વધારે વીસ્તાર જેઓ પોતા ઉપર સઘળી જાતના કષ્ટ વેઠીને મહાત્માઓ, રષીઓ, મહા જ્ઞાનીઓ અને ધ્યાની ચોહાનો થએલા છે તેઓમાં જોવામાં આવે છે. આવાં કષ્ટ આ પ્રકારના જ્ઞાનીઓ થવાને એકજ જન્મ ભોગવવાં નથી પડતાં. પણ ઘણાએક જન્મો એવાં કષ્ટમાં તથા જ્ઞાન અને દિક્ષા લેવામાં નિકળી જાય છે ત્યારે એવા જ્ઞાનીઓની સ્થીતી ઉપર પોંહચાય છે. અને એવા જ્ઞાની થયા કે બશ નથી પણ એથી વધારેને વધારે જ્ઞાન છે જે કે એ જ્ઞાનીઓને પુરેપુરો ઇશ્વર સંયોગ થવા અગાઉ લેવું પડે છે. તે ઉપરથી જણાશે કે જ્ઞાનની કંઇ હદ છેજ નહીં.

આત્મજ્ઞાન કેવી રીતે પકવાવસ્થામાં આવે છે તેનો ખુલાસો થીઓસોફી નિચે મુજબ કરે છે.

(૧) જ્યારે આત્મજ્ઞાનની પ્રાપ્તી થવાનો વખત આવે છે ત્યારે, સૃષ્ટીની ઉત્પતીના નિયમ મુજબ તે માણસમાં પોતામાંજ ખુદરતી રીતે તે મુજબ થવાને હેતુ, પુરશાર્થ અને ફળનો ઉત્પતી થઇને આ ક્રિયા ચાલુ થાય છે.

(૨) આ મુજબનું મનનું સાંધણ દૈવીકજ્ઞાન કે જે સર્વ શક્તીનું મૂળ છે તેની સાથે થવાને લીધે આ ક્રિયાને પુષ્કળ પોતાની મેળે પુષ્ટી મળે છે.

હવે એ જ્ઞાન એક જન્મમાં કેટલી હદ સુધી મેળવી શકાય તેને માટે **થીઓસોફીનું** કેહવું એવું છે કે:—

(૧) જો એક જન્મમાં ફક્ત સાધારણ બુદ્ધી વડે, **થીઓસોફીમાં** સત્ય શું છે એ જો એક માણસ શોધી કાહાડે તો તે માણસ તેના બીજા પુનર્જન્મમાં પોતાને આત્મજ્ઞાનની પ્રાપ્તીમાં મોટો વધારો કરી શકે છે.

(૨) જો પોતાની ફરજ બરાબર બજાવે, પવિત્ર માર્ગે ચાલે, અને લોકોનું ભલું કરતો રહેતો, તે માણસને આત્મજ્ઞાન એથી પણ વધારે પ્રાપ્ત થાય છે.

(૩) પણ આથીબી વધારે આત્મજ્ઞાનની પ્રાપ્તી કરવાનો જો હેતુ હોય તો આત્મ સાધનભૂત થવાને, ઉપર જેટલા નિયમો કહી ગયા તે સઘળા પાળવામાં આવે તો તેમ નક્કી થાય.

(૪) દરેક કુળને માટે અને દરેક આદમીને માટે એક વખત એવો આવે છે કે જ્યારે તેને પોતાના ભવિશ માટે આત્માજ્ઞાનનો રસ્તો અથવા તો આક્ષણ ભંગુર દુનિઆમાં ફરી ફરીને પુનર્જન્મ લેવા-

નો માર્ગ પસંદ કરી લેવાની સમજ શક્તી આવે છે. આવી પસંદગી કરવાનો હક પુનર્જન્મી આત્માનો એક જાગીરી હક તરીકે છે. કારણ દરેક માણસને અને દરેક આત્માને તક લેવાનો આવો એક વખત મોડો વેલો એક ચોક્કસ જન્મમાં નહીં તો બીજા જન્મમાં આવેજ છે. આ તકનો લાભ એક માણસ જ્યાં સુધી પોતામાં આત્મા જેવી વસ્તુ છે તેનું જ્ઞાન ધરાવતો નથી અને તેનામાં આત્મા થોડો ઘણો સ્વચૈતન્ય થતો નથી ત્યાં સુધી તે લઇ શકતો નથી. પણ જ્યારે તેને અનુભવ થાય છે કે માહારામાં આત્મા છે અને તે આત્મા સ્વચૈતની થાય છે એટલે કે સત શું છે અને અસત શું છે તેને ઓળખી શકે છે ત્યારે આ તક જલદી લઈ શકે છે. હવે આપણે શું કહીએ છૈએ તે સમજવાને એક સાધારણ દ્રષ્ટાંત લઇએ. આપણે સઘળા આ પ્રસંગે મળ્યા છૈએ * તે સર્વને આ તક લેવાનો વખત આવ્યો છે. કારણ સત શુ છે અને અસત શું છે તે શોધી કહાડવાનું આપણને ભાન થયું છે. અને જ્યારે એ ભાન થયું છે ત્યારેજ બ્રહ્મજ્ઞાન શું છે તેનો સાર જાણવાને આપણે આજે અહીંઆ મળ્યા છૈએ. કારણ આપણે જાણીએ છૈએ અને આપણને સારી રીતે અનુભવ થયો છે કે આ સંસારમાં કશી જાતનું સુખ નથી અને સુખ છે તે નિરંતર આત્મામાંજ છે અને તેથી કરીને આ દુ:ખી અવતારમાં પાછા આવવું નહીં પડે અને આત્માના સુખમાં લીન થઇએ એવી ઈંતેજારી આપણા સર્વમાં અત્યારે માલમ પડે છે. એ ઉપરથી સ્પષ્ટ રીતે દેખાય છે કે આપણને સત શું છે અને અસત શું છે તે ઓળખવાનું ભાન આવ્યું છે અને જ્યારે એવું ભાન આવ્યું છે તો નિરંતર આત્માનાં સુખમાં ભાગ લેવાનો રસ્તો લેવો, કે પાછું પુન ર્જન્મના ફેરામાં આવવાનો રસ્તો લેવો એ બેમાંથી જે તે એક રસ્તો ગ્રહણ કરી લેવાની પસંદગીની તક આવી છે. હવે આવી આપણી સ્થિતી સાથે કોઇ ગરીબ બીચારા અજ્ઞાનીની સ્થિતીનો મુકાબલો કરીએ. જો તેને તમે આ મંડળીમાં અત્યારે બોલાવવા માગસો તો કદાપી આવવાનો નથી. એ તો તે ભલો, કે, તેનુ જે વાતમાં લક્ષ હોય તે ભલું. તે તો આ સંસાર સ્થિતીજ સુખી છે, એમ સમજે છે, પછીથી જે થવાનું હોય તે થઇ રહે એમ માને છે. આ પ્રમાણે જે ધારે છે તે પોતાના અજ્ઞાનપણાથી ધારે છે માટે તેને માટે આવી પસંદગીનો વખત આવ્યો છે એમ બીલકુલ કહી શકાય નહીં. આવી પસંદગીનો વખત આવ્યા પછી તેની ચોક્કસ મુદ્દત નથી કે આટલા જ વખતમાં તક લેવી જોઇએ, એ તો કોઇબી ક્ષણે લેવાઇ શકાય. જ્યાં સુધી આપણા ગયા જન્મોમાં આવી તક આવે તેને અનુસરતી જીંદગી ગુજરી નથી ત્યાં સુધી એ તક આવતી નથી. આખા

* આ વિશય સુરત થીઓસોફીકલ મંડળીમાં તા૦ ૨૮ આગષ્ટ ૧૮૯૨ને દીવશે વાંચી સંભલાવ્યો હતો.

માણસના કુળ (Race)ને માટે તો એ તક આવી છેજ નહુ કોઇ એક માણસના કર્મ પરીપકવ થાય છે ત્યારે તેને એ તક જ-લદી આવે છે. અને એવી તક આવ્યા પછી તે વાજબી રસ્તો લેતો નથી તો તે દોશવાન ઠરતો નથી પણ પછાત પડેલો ઠરે છે અને બીજી તને એવીજ ઘણી તકો મળે છે અને જ્યારે તેનો પણ લાભ તે નથી લઇ શકતો ત્યારે જ્યારે માણસના આખાં કુળને (Race as a whole) તે લાભ મળે છે ત્યારે તેનો ભાગીદાર બીજાઓની માફક તેબી થાય છે. પકવારસ્થામાં આવીને આવી રીતની તક આખી માણસ જાતને આવે છે ત્યાર પછી આખાં કુળનો નાશ થવા માડે છે. નાશ થવા માડે છે તે અગાઉ પોતાના જ્ઞાનના વધારાથી કેટલાએક આદમીઓ મહાત્માને દરજ્જે જઇ પોહોંચે છે. નાશ થયા પછી એ થાય છે કે જેઓએ સીધો માર્ગ પસંદ . . હતો (એટલે આત્મામાં લીન થવાનો રસ્તો લીધો હતો.) પણ જે મોક્ષમાં નહીં જઇ શક્યા હતા તેઓ પાછા સક્ષ્મ હાલત (Subjective condition) માં આવે છે. અને એવી સ્થિતીમાં જ્યાં સુધી બીજા ગ્રહુમાં મનુષ ચૈતન્ય લેહેર પ્રવેશ નથી કરતી ત્યાં સુધી રહે છે અને જેવો તેનો પ્રવેશ થાય છે કે તે ગ્રહુમાં જઇને તેઓ જન્મે છે. હવે બીજો જથો એટલે જેઓએ ખરો રસ્તો પસંદ કરવાનો તક આવી છતાં તેનો લાભ નહીં લીધો અને આતો દુષ્ટતાને પસંદ કરીને દુષ્ટ રસ્તો લીધો તેવાઓથી ઇશ્વર આત્મા, જે આપણી ઉપર છાંયો રાખે છે, તથા આપણો બંચાવ કરે છે, તે છુટો થઇ જાય છે અને પછી એવા ઇશ્વરથી છુટા થઇ ગયલા દુભાવને અઘોર તળમાં જઇને પોતે જે પાપ કર્યાં હતાં તેની ભોગવણી કરવાને રહેવું પડે છે. પણ આ ક્યાં તળમાં તેઓ જાય છે અને તેઓનું શું થાય છે તે સઘળું સમજાવવાને માહાત્માઓ ચોકકસ કારણસર નાપાડે છે એટલે એ વિશે વિસ્તારથી કેહેવાઇ શકાતું નથી. પણ એટલું તો છે કે જ્યારે પાછું બીજું મનવંત્ર આવે છે ત્યારે તેઓને હલકાંમાં હલકાં તત્વોમાં આવી પાછી ખનીજ પદાર્થ અને પછી તેની પછીની ઉમતીમાં આવી ચૈતનો થવાને કોશેશ કરવી પડે છે. એટલે કે તેઓએ એક મંનવત્રમાં અભ્યાસથી જે અનુભવો મેળવેલા હતા તે રદ બાતલ જાય છે.

એ વિશેષ જનત્વનો નાશ અથવા પોતાપણાનો નાશ (Annihilation of personality) જ્યાં સુધી બુધ્ધી આતમાં તેનેથી વેગળો પડતો નથી ત્યાં સુધી થતો નથી. પણ એ બુદ્ધી આત્મામાં જે વિશેષજનત્વથી તે જુદો પડે છે તેનો થોડો ઘણો ભાગ હમેશ રહી જાય છે. આવી રીતનો વિયોગ થયા પછીબી તે માણસ—એટલે જેના વિશેષજનત્વથી બુદ્ધી આત્માનો વિયોગ થયો—મનુષ જાતીમાં માણસ તરીકે જીવે છે. પણ સાધારણ આદમી તરીકે નહીં પણ આત્મા રહીત અથવા આત્મા વિયોગી માણસ તરીકેજ જીવે છે. આનું કારણ એ છે જે મૂળ પૂરૂષરજ જેનું વાહાન આ વિશેષજનત્વ હતું તે એ વિશેષજનત્વનાં અઘોર પાપ થયાથી નાઉમેદ થાય છે અને

પુરૂષરજ જે તે વિશેષજનત્વનો પવિત્ર આત્મા છે તેની સામે એ અઘોર પાપ કું અને એવાં પાપની કોઇબી દીવસે માફી થતી નથી અથવા થઇ શકે નહીં તેથી તે તેનથી વેગળો થઈ જાય છે. આથી કરી કાળચક્રિક નિયમોના બીજા સાધારણ માણસોને જે લાભ મળે છે તે આવી રીતે આત્મા રહીત અથવા આત્મભ્રષ્ટ થયલાં આદમીને નથી મળતો અને તે આત્મભ્રષ્ટ આદમી પોતાનાં કરેલાં પાપના બોજાથી પોતેજ ભારે થઇ વધારે નિચે અને નિચે માટીના ખાડામાં ઉતરતો જાય છે. એક વખત આ સંબંધ જે પુરૂષરજ અને વિશેષજનત્વ વચ્ચે છે તે તુટયો તો પછી આખી જીંદગીમાં કોઇ દાહાડોબી તેને સંધાવાની તક આવતી નથી. પણ આ સંબંધ તુટવા માંડે છે તેના દરમ્યાંનમાં બેશુમાર તક પાછું સાંધણ થવાની મળે છે. આ સંબધ તુટવાની અથવા વિયોગની ક્રિયા હજારો વરસ સુધી ચાલુ રહે છે. એકજ જન્મમાં સંબંધ તુટતો નથી.

આવા રીતનું આત્મભ્રષ્ટપણું કોઇ વખત મહાન પુરૂષોનેબી વેઠવું પડે છે. આવા મહાન પુરૂષો સમજો કે યુગના યુગ સુધી સ્વર્ગના આધિકારીઓ તરીકે રહે છે. છતાં તેઓને સ્વર્ગમાંથી નિચે પડવાનો વખત આવે છે. આ ક્રિયા કેમ થાય છે તે નીચે મુજબ છે.

જ્યારે એક મહાન પુરૂષ અથરા મહાત્મા ઘણોજ ઉંચો જાતના દરજા ઉપર આવી પોંચે છે, ત્યારે તે પોતાની મરજીથી એક દેવ અથવા એક નાનો ઇશ્વર થાય છે, જ્યારે આ પ્રમાણે થાય છે ત્યારે તે દૈવિક સત્તા ઘણા લાંબા વખત સુધી વાપરી શકે છે પણ જ્યારે પ્રલય થાય છે ત્યારે તેનેથી નીરવાણીક અથવા મોક્ષ અવસ્થા ભોગવાતી નથી, અને બીજું મંન વંતર થાય છે ત્યારે તેને ચોકસ ફરજો બજાવવી પડે છે પણ તે ફરજો શું છે તેનું હાલ ખુલ્લી રીતે બ્યાન થઈ શકતું નથી અને તેને પાછું ભૌતીક દુનિઆમાં થઈ ખનીજ, પ્રાણી, અને એનેથી ઉંચા દરજાની સ્થીતીઓમા એકવાર ફરીને આવવવું પડે છે. પણ આ આત્મભ્રષ્ટપણું કાળાં કર્મના જાદુગરને જે આત્મભ્રષ્ટપણું વેઠીને અવીચીમાં પડવું પડે છે તેના જેવું નથી. પણ જુદી જાતનું છે. વળી કેટલાએક લોકો મહાજ્ઞાનની સ્થિતિ ઉપર આવે છે ત્યારે વચલો રસ્તો પકડે છે એટલે કે નથી નીર્વાણ અથવા મોક્ષમાં જતા કે નથી દેવ થતા પણ નીરમાન કાયા સ્થિતી મનુષ જાતના ભલાને માટે અને તેઓના દુ:ખ નીવારણીઓ થવાને માટે ગ્રહણ કરે છે- આવી રીતનું પગલું ભરવાથી તે એક મોટામાં મોટો પરીત્યાગ અથવા ભોગ મનુષ જાતને આપી શકે છે. એક દરજાપરથી બીજા દરજાપર ચડીને અને આવી રીતે જ્ઞાન મેળવીને એક વિદ્યાર્થી પોતાને જે ઉપર કહેલી પસંદગીની તક આવવાની છે તેનું આવવું બહુ જલદી કરે છે અને એક વખત એ પસંદગીની તક (Moment of choice) આવી કે તેના જ્ઞાનનો વધારો ઘણોજ જલદી થાય છે.

વળી એમ કહીએ તો ચાલે કે આ નીચે આપેલાં સીદ્ધાંતો સમજવા માટે થીઓસોફીના ફીલસુફી અને ધર્મના નીયમોની મદદ લેએ તોજ તેઓનો ખરેખરો ખુલાસો શું છે તે માલમ પડે. એટલે કે એ સીદ્ધાંતોનો ખુલાસો થીઓસોફીના નીયમની મદદ વડેજ થાય છે.

(૧) આ પૃથ્વિ શીવાયના બીજા ગ્રહો કે જે આ ઉત્પતીની ક્રિયા લંબાવામાં તથા તેને પુરી કરવામા તેમજ પુરૂષરજને સર્વમય અનુભવ આવગને કામ લાગે છે તે ગ્રહોનું હોવાનું શું કારણ, શો ઉપયોગ અને તે ઉપર કઇ જાતનો રેહવાશ હશે?

(૨) આ પ્રથવીના ભૂસ્તર શાસ્ત્ર સંબંધીના મહા જળ પ્રલય, પૃથ્વી ઉપરના પ્રાણીઓ વચેની ઘણીખરી અલોપ થએલી જાતો; અસલ નાસ પામેલા કુળોની અસલની બાંધણીઓ જેવાં કે અસલ ગરક થઇ ગયલાં ઘરો અને શેહેરો કોઇ કોઇ વખતે નીકળી આવે છે તે, કે જેને વાસ્તે આપણી હાલની વિદ્યા ખોટી અટકળો અને માત્ર કલ્પનાઓ બાંધે છે; અસલની કળા કોશલ્યમાં પ્રવીણતાનું અલોપ થઇ જવું તે, અને અલોપ થઇ જવાના કારણો, હાલની આ... સુધારા ભરેલી રીતો અને તેને નહીં અનુસરતું આવે એવું ચાલતુ જંગલીપણું જે અદ્યાપી જોવામાં આવે છે તે, અને તેના કારણો; જુદી જાતમાં અને જુદાં જુદાં કુળોના શરીરના બાંધામાં તથા અંદરની પ્રકતીમાં જે તફાવત જોવામાં આવે છે તે, (દ્રષ્ટાંત અંગ્રેજો અને હિંદુઓમાં જે સર્વ જાતના તફાવતો માલમ પડે છે તે); ભવીષ્યમાં જે પકવાવસ્થાપણું થવાનુ છે તે.

(૩) દુનિઆના ધર્મ પંથોનો ભીન્નભાવ તથા તેમનું એકસુરપણું અને તે સઘળાઓની એક સાધારણ પાયા ઉપરની રચના.

(૪) દુષ્ટતા, દુખ અને દલગીરીની આ દુનિઆમાં હસ્તી અને તે શા માટે હોવી જોઇએ તે સમજવાની ગુચવણો.

(૫) સંસાર સંબંધી સ્થિતિ અને હકોનું ઉંચાનિચાપણું; એકની પાસે વધારે પૈસો અને બીજાની પાસે ઓછો; એકની ગરીબઅવસ્થા અને બીજો શ્રીમંત શામાટે; એકને ઓછી અકલ, ઓછું જ્ઞાન, ઓછું સદગુણીપણું અને બીજાને આ બધા શામાટે વધારે; એક હોંશીઆર અને બીજો મુરખો સામાટે; એકને ઓછું દુ:ખ અને બીજાને વધારે; એક લાંબી જીદગી ભોગવે છે અને બીજો શામાટે ટુંકી; એકનું અકાળ મૃત્યુ અને બીજાનું ઘડપણ અવસ્થામાં બરાબર વખતે શામાટે; વીગેરે, વીગેરે, જે સઘળા સવાલોનો ખુલાસો બ્રહ્મજ્ઞાન અથવા થીઓસોફીના કર્મના અને પુનર્જન્મના નિયમોની સાહેતાથીજ શમજી શકાય છે તેનો ખુલાસો.

(૬) કેટલાએક માણસોને ઉંચી પ્રકૃતીનું જે માનસીક જ્ઞાન હોય છે તે અને જાતજાતની નજરબંધી ક્રિયાઓ જેને અંગ્રેજીમા આપણે મેસમેરીઝમ, ક્લેર વાયન્સ; ક્લેરઓડીઅન્સ, હીપનોટીસમ વીગેરે નામોથી ઓળખીએ છીએ તેનો ખુલાસો.

... અને ડાકણ અને પીશાચ શું છે,
જાતના વેહેમો હોય છે તેનો ખુલાસો.

(૮) જે જુદા જુદા માર્ગોને આપણે જુદા જુદા ધર્મને નામે ઓલખી-એ છૈએ તેનો શામાટે વધારો નહીં થયો, શામાટે તેમાં જે વેહેમી તત્વો તેને કહાડવામાં નહીં આવ્યા, તેના નિયમવડે શામાટે ભ્રાતુભાવનો ફેલાવો નહીં થયો, શામાટે અસંતોષ ફેલાયો અને તે અસંતોશનો નાશ નહીં પામ્યો; તેઓથી કરી ગુન્હાઓ શામાટે ઓછા નહીં થયા અને આમ થઈને મનુષજાત ઉંચી સ્થિતીમાં કેમ ન આવી, અને તેઓમાં જે સારા નિયમો છે તેને અનુસરી તે પંથવાળાઓ શામાટે ચાલી ન શક્યા એ સઘળાનો ખુલાસો થીઓસોફીના ફીલસુફી અને ધર્મતત્વ નિયમો જાણ્યાથી સમજવામાં આવે છે.

ઉપર સઘળું આપણે કહી ગયા તે થીઓસોફી એટલે બ્રહ્મજ્ઞાન જેને કોઈ વખત **જ્ઞાન ધર્મ** અથવા **સનાતન ધર્મ** કહીએ છીએ તેના સંબંધની મુખ્ય મુખ્ય બાબત છે પણ એ સઘળી બાબતોનો સવીસ્તર ખુલાસો હમણા બેસુમાર ગ્રંથો ...ીના કેટલાએક સભાસદોએ છપાવ્યા છે તેમાંથી મળી આવે છે.

અભ્યાસ કરવાની બાબદમાં ત્રણ રીતે આપણું મન ખેંચાય છે.

થીઓસોફી શું છે તેનું સોધન કરવાનો હેતુ થાય છે અને એ હેતુ જે ગ્રંથો છપાએલા છે તે વાંચી જોવાથી પાર પડે છે.

(૨) આપણને એના નિયમ પ્રમાણે ચાલવાને અને આપણી સઘળી ફરજો એ નિયમને અનુસરીને બજાવવાને ઈચ્છા થાય છે.

(૩) એ બધું થયા પછી એ મંડળીમાં દાખલ થવાની ઈંતેજારી પેદા થઈને આખરે દાખલ થઈએ છૈએ. એ મંડળી જેને આપણે થીઓસોફીકલ સોસાયટી કહીએ છૈએ તે શને ૧૮૭૫ના સાલમાં નિચે બતાવેલા ત્રણ હેતુ સહીત સ્થપાઈ હતી.

૧લો હેતુ — સર્વમય ભ્રાતુભાવનો વધારો કરવો.

૨જો હેતુ — આર્ય અને પુર્વ તરફના દેસોના ધર્મો, ધર્મશાસ્ત્રો અને વિદ્યાઓના અભ્યાસમાં વધારો કરવો.

૩જો હેતુ — સૃષ્ટિના નહીં સમજ પડે એવા નિયમો તથા માણસમાં ગુપ્ત રહેલી આત્મા શક્તીઓની તપાસ કરવી.

૨ ...ગીનો સભાસદ થવા ચાહે છે તેને પેં...
રથ જરૂર છે. બીજો અને ત્રીજો હેતુ પાળે અથવા નહીં પાળે તે તેની મ...
વામાં આવે છે.

આ મંડળીમાં સામેલ થતી વેળા એકમેકને કોઈપણ ધર્મ સંબંધા...
રવામાં આવતું નથી, પણ એકમેકના વિચારોમાં ખાંમીઓ જો કાંઈ હોય તો તે
જરૂરજ પાડવામાં આવે છે.

આ વિશય સમાપ્ત કર્યા અગાઉ એટલું તો ખુલ્લું કરવું જોઈએ કે એ...
આગરજો મેડમ બ્લાવટસ્કી અને કરનલ આલકોટ સાહેબની દેખરેખ નિચે સ્થ...
હતી છતાં એના ખરેખરા સ્થાપન કરનારા મહાજ્ઞાની મહાત્મા પુરૂષો છે. એ જ્ઞા...
કોણ છે ક્યાં રહે છે અને એઓના નામો શું છે, તે અને આ કહેલું બરાબર છે કે નહીં તે...
કહાડવાની ફરજ તપાસ કરનારની અને અભ્યાસીની પોતાની છે માટે તે ...
ખુલ્લું કરવામાં આવ્યું નથી.

ओम.

સમાપ્ત.

